॥ ॐ ॥

# મનોરમા અથવા કાલીનો કોપ.

## નાટકનાં ગાયનો.

શ્રીશારદાપ્રસાદ નાટક સમાજ માટે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ત્રવાડી. અંબાલાલ નરસિંહલાલ.

આવૃત્તિ ૧ લી.

અમદાવાદ.—"જયવિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૮ સને ૧૯૦૨

મૂલ્ય રૂ ૦—૨—૦ ( બે આના )

# પાત્રોનાં નામ.



પનજી પાધ્યા..........બ્રાહ્મણોની નાતનો શેઠ.
ફુલા પંડયા..........તેનો મિત્ર. નાતનો એક ભાંજગડીયો.
સુશીલદત્ત..........પનજીનો સઉથી મોટો પુત્ર.
શાવલંગી..........તેની સ્ત્રી
ફજેતલાલ..........ફુલા પંડયાનો સઉથી મોટો પુત્ર.
લીલાધર..........પનજીનો સાળો. બટક બોલો મશ્કરો.
વિદ્યાધર..........સ્વતંત્રશીલ બ્રાહ્મણ.
સુમતિ..........તેની સ્ત્રી.
યજ્ઞદત્ત..........તેનો પુત્ર બ્રહ્મચારી.
અગ્નિવેષ..........યજ્ઞદત્તના ગુરૂ. એક કુલપતિ મુનિ.
ગુમાનબાઇ..........પનજીની સ્ત્રી
સુશીલા..........લીલાધરની સ્ત્રી
મનોરમા..........લીલાધરની તેર વર્ષની પુત્રી.
સારિકા..........મનોરમાની સખી.
મોહિની..........મનોરમાની સખીમાંની એક.
કુશળભગત..........એક માર્ગી ગાનારો ભગત
પતાઇ મહારાજ..........ચાંપાનેરનો રાજા
પટરાણી..........પતાઇ મહારાજની માનીતી રાણી
વીરધર્મા..........પતાઇ મહારાજની અણમાનીતી રાણી.

શિષ્યો, દાસીઓ. પડારણ, ગોલી, નાચનારીયો વગેરે.

॥ ॐ श्री ॥

॥ श्री सद्गुरवे परमात्मने नमः ॥

# मनोरमा

अथवा

## कालीनो कोप.

### પ્રવેશવાર હકીકત.

### અંક ૧ લો.

૧. **ચાંપાનેર** શહેર પાસે **ચામુંડામાતાની** વાડીમાં **બ્રાહ્મણની** નાતની ઉજાણી. **નાતશેઠ** પુનજી અને તેના મળતિયા **કુશલજી** તથા તેમના છોકરા **બાળજી** રમવા બેસે છે તેવામાં તે ઉજાણી **વિદ્યાધર** નામના ગરીબ ધર્મશીલ બ્રાહ્મણને દંડીને કરાવેલી તે વિષે વાત નિકળે છે. તેમાં **લીલાધર** નામનો **પુનજીનો** સાળો એ ખરી વાત સંભળાવે છે. **વિદ્યાધરનો** ઋતાચારી પુત્ર યજ્ઞદત્ત ગુરૂને માટે ફુલ વીણવા આવેલો તે બધુ સાંભળે છે. આ વખતે **લીલાધરની** પુત્રી **મનોરમા યજ્ઞદત્તને** જુએ છે અને મોહ પામે છે.

**પ્રવેશ ૨ જો**—ઉજાણીની જગો પાસે રસ્તામાં વરની પસંદગી વિષે **મનોરમા, સારિકા,** અને **મોહિની** વચ્ચે સંવાદ. જમીને પાછા

આવતા પનજી વગેરે બ્રાહ્મણોના અકરાંતિયાપણાનો ફારસ અને કેશવભગતનું મળવું. પનજીનું ડફાંસ ખાતર ભગતને પોતાને ઘેર નોતરવું. લીલાધર પોતાની સ્ત્રીના કહેવા ઉપરથી યજ્ઞદત્તને જોવાનો નિશ્ચય કરે છે. તેવામાં વિદ્યાધરનો સંઘાત મળે છે તેથી તે બંને ઋષિ અગ્નિવેષ આશ્રમે જવા નિકળે છે.

પ્રવેશ ૩ જો—ઋષિઆશ્રમે તે બંને જણ ઋષિને તથા યજ્ઞદત્તને મળે છે. વિદ્યાર્થીઓનું ભણવું. યજ્ઞદત્ત ભણી રહ્યો છે માટે તેનું સમાવર્તન, (ઘેર લઈ જવાનું) કરે છે. બ્રાહ્મણોએ જે વિદ્યાધરના શાસ્ત્રપ્રમાણે વર્તન માટે દંડ કરીને ઉઘરાણી લીધી તે વિષે ઋષિને ક્રોધ ચઢે છે. રાજા પ્રતાપ પાસે જઈને બ્રાહ્મણાદિક સર્વ વર્ણોને પોતાના ધર્મમાં રહેવાનો રાજા અંકુશ રાખે તેવો ઉપદેશ કરવાનો ઋષિ સંકલ્પ કરે છે.

પ્રવેશ ૪ થો—રસ્તામાં કેશવભગત અને તેના ઉપર મોહેલી પનજીના દીકરા [illegible]ની વહુ શનલંગીની પ્રેમલીલા કેશવ રહેવાની યુક્તિ રચે છે ને પનજીને ઘેર પાછો જાય છે.

પ્રવેશ ૫ મો—પનજીને ઘેર કેશવભગત પાછો જઈને તણખલું પણ અમે ચોરીએ નહીં એવો આચાર વર્તે એવી વિદ્યાઈ બતાવે છે, અને પનજી તેને [illegible] ઘર સાચવવાને તેમજ મુખ્યાઈનો ડોળ કરવાને પોતાને ઘેર રહેવાનું કહે છે અને તે તથા તેની વહુ પ્રાગકાળે ગામમાં જાય છે અને પોતાના દીકરાની વહુને તેની બરદાસ્ત કરવાનું કહે છે. આ લાગ સાધી સઘળું ઘરાણું લઈ કેશવ તથા તેના દીકરાની વહુ શનલંગી અગીઆરા ગણી જાય છે. પનજી અને તેની સ્ત્રી ગુમાનબાઈ બહારથી આવે છે અને તેમની પાછળ તરતજ લીલાધર શ્રાદ્ધમાં નોતરૂ દેવા આવે છે. પનજી કુજેતઝાક સાથે

**મનોરમાનુ** સગપણ કરવા કહેછે તેવામાં **મુશળદત્ત આવી કહે છે** કે પેટીમાં ઘરાણું નથી, તે લઇને **ભગત સાથે** તેની **વહુ નાશી** ગઈ. **પનજીનો** ફારસ. **કુબા પંડ્યા** રાજ્યના જોશી હોવાથી દરબારમાં વગ વાપરી ચોરીનો માલ મંગાવવાની પેરવી કરવા **લીલાધરને** તેડી **પંડ્યાને** ઘેર જવા **પનજી** નિકળે છે.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—રસ્તામાં **મનોરમા સારિકાને** મળે છે. અને **લીલાધર મુનિઆશ્રમમાં યજ્ઞદત્તને** જોઇ આવ્યા તે સંબંધી વાતો કરે છે. **સારિકાએ મનોરમાની** માનુ ધ્યાન **યજ્ઞદત્ત** તરફ ખેંચ્યું તેને માટે **મનોરમા** તેનો આભાર માને છે.

**પ્રવેશ ૭ મો—ઋષિના** આશ્રમેથી **યજ્ઞદત્ત** વિદ્યા અભ્યાસ પુરો **થયેલો** હોવાથી અને તેના પિતા તથા સગાં વહાલાં તેડવા આવ્યાથી ઘેર જવા **ઋષિ, ઋષિપત્ની** અને સાથે ભણનારા **વિદ્યાર્થીઓની** રજા લે છે

**પ્રવેશ ૮ મો**—રસ્તામાં **લીલાધર**, **કુબજી** અને **પનજી** મળે છે; તેમાં **લીલાધર કુબજીને** મુહુર્ત પુછે છે. તથા **પનજી** જાણે છે કે **કુબજીના** છોકરા **કુંજેતા** સાથે **મનોરમાની** સગાઈ કરવા **લીલાધર** પેરવીમાં છે, તેથી પોતે જશ લેવા **કુબજીની** સાથે વાતો કરે છે, અને **કુબજી** તેથી ખુશી થાય છે.

**પ્રવેશ ૯ મો**—રસ્તામાં ફત્તેલાલની હોશીઆરી તથા મોજશોખની ફેકિયાત. અને **મુશળદત્તનું** તેની સાથે મોજશોખમાં **જવું.**

**પ્રવેશ ૧૦ મો—રાજાની ગોલાને** ઘેર મદ્યમાંસ તથા વ્યભિચારમાં **મુશળદત્તને** ફત્તેલાલ દાખલ કરે છે. તેઓ **દારૂથી** મસ્ત થઇને ભમે છે.

**પ્રવેશ ૧૧ મો**—જંગલમાં પગી તથા સિપાઇઓનો **ફારસ. અને દેશળભગત** તથા **રામલુંગીનું** પકડાવું.

**પ્રવેશ ૧૨ મો**—રસ્તામાં અગ્નિવેષમુનિ તથા શિષ્યનું સંભાષણ મુનિ જુગ ફરી ગએલો જોઈ આશ્ચર્ય પામે છે. તો પણ એમને સુધારવા રાજા પતાઇને ઉપદેશ કરવા નિકલ્યા છે તે પ્રમાણે દરબાર તરફ જાય છે.

**પ્રવેશ ૧૩ મો**—પતાઇ રાજાના દરબારમાં અગ્નિવેષ મુનિ આવે છે, અને રાજાને પ્રબોધે છે કે પોતાના ધર્મથી ભ્રષ્ટ થતા બ્રાહ્મણોને સ્વધર્મમાં સ્થાપવાની ફરજ રાજાની છે. મુની જાય છે. રાજાને બ્રાહ્મણો ઉપર અશાસ્ત્રીય અયોગ્ય રીત્યે પૂજ્યભાવ હોવાથી તે ઉપદેશ રાજાના મનમાં ઠરી શકતો નથી.



## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો**—રસ્તામાં મુશલદત્ત અને કુજેતલાલની વાતચિત્ત. રાજ્યની ગોલી આવે છે તેની પાસેથી કુજેતલાલ એવી ખબર મેળવે છે કે રાજાજી સુઈ રહેલા ત્યારે તેમના વાંસા નીચે રાણીનો હાથ આવવાથી રાણીની ચૂડી નંદાઈ ગઇ. આટલી હકીકત ઉપર રાજાને જોતિષનો ટાળો આપીને ઈનામ લેવાની યુક્તિ કુજેતલાલ રચે છે અને જાય છે. પછી પનજી અને કુસજીની વાતચિત્ત. રાજા બ્રાહ્મણોને પોતાના ધર્મપ્રમાણે ચાલવાની ફરજ પાડવાનો જે ધારા કરવાના છે તે વિષે અભિપ્રાય પૂછે ત્યારે શું કહેવું કરવું તેની સંતલસ કરવાને પનજી તથા કુસજી કુશરજીને ઘેર જાય છે.

**પ્રવેશ ૨ જો**—દરબારમાં રાજા પ્રધાન, અને સેનાપતિની વચ્ચે બ્રાહ્મણોના સુધારા સંબંધી યોજના વિષે ચર્ચા. તેમાં પુરોહિત,

**ધનજી,** અને **કુલજીનું** યુક્તિસાથે બોલવું. **સેનાપતિના** કડક પણ હિતકર વિચાર, **પ્રધાન** કોઇને પોતાથી ખોટું ન લાગે તેવી નિતી વાપરે છે **રાજા** એક પછી એક ચર્ચામાં ઢીલો થઇ **બ્રાહ્મણોની** યુક્તિથી ઢળી પડી જેમ છે તેમ ચાલવા દેવાનું ઠરાવે છે. **યજ્ઞદત્ત** **રાજાને** આશીર્વાદ દેવા આવે છે. **યજ્ઞદત્ત** તથા **ફુજેતલાલની** કસા કસી. તેમાં **ફુજેતલાલની** યુક્તિથી **રાજાનું** છેતરાવું અને **ફુજેતલાલનો** મહિમા વધવો.

**પ્રવેશ ૩ જો**—રસ્તામાં **લીલાધર** અને **યજ્ઞદત્તની** વાત ચિત્ત. **લીલાધર** પોતાની **પુત્રી** **યજ્ઞદત્તને** દેવાનો વિચાર જણાવે છે **યજ્ઞદત્તની** નમ્રતા અને વિવેક.

**પ્રવેશ ૪ થો—મહાદેવના** દેવળમાં **કુલજી, ફુજેતલાલ, ધનજી, સુશલદત્ત, લીલાધર** વગેરે, **રાજાના** વિઘ્ન નિવારણ માટે **જપ** કરવા બેસે છે, પણ **જપને** બદલે **ગપો** મારે છે તેનો પ્રારંભ. તેઓ **મહાદેવને** ચઢાવવાના દુધમાં ભાંગ તૈયાર કરી પીવા બેસે છે તેવામાં **રાજાનું** આવવું. તેઓ **રાજાને** યુક્તિથી ઠગારે છે **મનોરમાનો** **ફુજેતલાલ**સાથે વિવાહ કરવાની વાત ધનજી કરે છે, **લીલાધર** કરડાણીમાં જવાબ દે છે. તેથી બધું માઠ્ઠુ સમજી કુલજી વગેરે આશા રાખે છે. પછી **બ્રાહ્મણો** જમવા ઉઠે છે.

**પ્રવેશ ૫ મો**—રસ્તામાં **મનોરમા** અને **સારીકા** **ગાયો** પૂજવા જાય છે. ત્યાં **ગાયની** લકેટ વાગવાથી **મનોરમાનું** બેશુદ્ધ થવું. **યજ્ઞદત્તનું** આવવું. તે **મનોરમાને** ઓષધથી શુદ્ધિમાં આણે છે. પછી લજ્જા અને પ્રેમયુક્ત વાતચિત્ત તથા **યજ્ઞદત્તનું** પોતાના ગુરૂના આશ્રમ તરફ જવું.

**પ્રવેશ ૬ ઠો—લીલાધરને** ઘેર **લીલાધર** અને તેની **સ્ત્રી**

**મનોરમાની યજ્ઞદત્ત** વેરે સગાઈ કરવાનો ઠરાવ કરે છે. પછી **મનોરમા** ને **સારિકા** આવે છે, તે ગાયો પૂજતાં બનેલી હકીકત કહે છે. પછી **પનજી** અને **ગુમાનભાઇ** આવે છે. તેમની મરજી પ્રમાણે **ફુજેતલાલ** સાથે સગાઈ કરવાની **લીલાધર** ના કહે છે. તેથી તેઓ લડી ઝગડીને જાય છે.

**પ્રવેશ ૭ મો**—રસ્તામાં **ગુમાનભાઇ** અને **પનજી** **ફુલા પંડયાને** મળે છે અને તેઓ **લીલાધર** સામે મીસ બાંધે છે. અને તેને નડવાને અને પરાણે પણ તેની કન્યા લેવાનો ઠરાવ કરે છે.

**પ્રવેશ ૮ મો—અગ્નિવેષમુનિના** આશ્રમમાં **અગ્નિવેષ મુનિ યજ્ઞદત્તને** ભવિષ્યની અગમચેતી આપીને તથા શાસ્ત્ર અને ધર્મના બીજનું રક્ષણ કરવાની ભલામણ કરીને તથા પોતાના શિષ્યો **યજ્ઞદત્તને** સોંપીને પોતાની **ઋષિપત્નિ** સહિત અંતર્ધાન થઇને હિમાલય પર્વતના પ્રદેશમાં **ઋષિયોની** ભેગા જઇને રહે છે.

**પ્રવેશ ૯ મો**—રસ્તામાં **પતાઇ રાજાની** અણુમાનીતી **રાણીની** દાસીઓની વાતચિન્ત થાય છે કે **રાજાને ફુજેતલાલ** જોશીએ મોટી **રાણીની** દાસીના શીખવ્યાથી એવું ભરાવ્યું છે કે **નાની રાણીને** પલંગે મંગળ છે, તેથી **રાણી** બીચારી **કાલિકા માતાની** ઉપાસનામાંજ દિવસ કાઢે છે. **રાજા** તો તેને મહેલે જતાજ નથી.

**પ્રવેશ ૧૦ મો**—દરબારમાં જઇ **રાજા પતાઇને ફુજેતલાલ પુરોહિત** સાથે એવી જુઠી અરજ કરે છે કે મારી સાથે સગાઇ કરેલી **મનોરમાની** બીજે ઠેકાણે **લીલાધર** સગાઈ કરે છે. **રાજા લીલાધરને** બોલાવી પુછે છે અને હુકમ કરે છે કે હું તપાસ કરી હુકમ કરૂં ત્યાં લગી કન્યા બીજા ઠેકાણે પરણાવી દેવી નહીં

**પ્રવેશ ૧૧ મો**—રસ્તામાં **મનોરમા** અને **સારિકાનો** વિનોદ. પછી **યજ્ઞદત્તનું** આવવું અને વાર્તા વિનોદ.

**પ્રવેશ ૧૨ મો**—રાણીવાસમાં **પતાઇની અણમાનીતી રાણી** કમળા પૂજા કરે છે અને દેવી પ્રકટ થઈ તેના માગ્યા પ્રમાણે વરદાન આપે છે. પ્રારબ્ધ પ્રમાણે વર માગતાં **ભૂલ થાય છે.**

## અંક ૩ જો,

**પ્રવેશ ૧ લો**—દસરાની સ્વારીમાંથી શમીપૂજન કરી આવી **રાજાએ** દરબાર ભર્યો છે તેમાં **બલિદાનનો પાડો** ગામમાં પેશી ગયો ત્યાર પછી મરાયો. તે અપશુકનથી વિઘ્ન સુચવાયું હતું. તેના ખુલાસા વિષે વાત નિકળતાં **કુંજેતલાલ** જોશી વગેરે લાગ જોઈને રાજ્યમાં કાંઇ અધર્મ થયેલો એમ ઓઠવે છે. રાજ્યનો હુકમ રૈયત ન માને તો આમ થાય એમ રાજાને ભરાવે છે પછી **કુસા પંડ્યા મનોરમાની** સગાઈ **લીલાધરે યજ્ઞદત્ત** વેરે કર્યાની ખબર લાવે છે. **રાજાનો** ક્રોધ. **લીલાધરને** બોલાવી પેરામાં બેસાડે છે. અને **કન્યાને રાણીવાસમાં** કબજે રાખવાનો હુકમ કરે છે.

**પ્રવેશ ૨ જો**—**લીલાધરને** ઘેરથી **મનોરમાને** સિપાઇ અને રાજ્યની દાસી તેડવા આવે છે. તે વખતે **સુશીલા** અને **મનોરમા** વગેરેનો ગભરાટ અને રૂદન. છેવટે **મનોરમાનુ** જવું.

**પ્રવેશ ૩ જો**—રસ્તામાં **યજ્ઞદત્ત મનોરમાને** મળે છે, તે **મનોરમાની** સાથે ઠેઠ દરબારમાં જાય છે.

**પ્રવેશ ૪ થો.**—દરબાર દોઢી પર રાજા, પુરોહિત અને **યજ્ઞદત્ત** વચ્ચેની વાતચીત, **રાજા** તપાસ થતાં લગી તે છોડીને તેની મરજી કોને પરણવાની છે તે જાણવા કાંઇ અડચણ કર્યા વગર **રાણી** પાસે રાખવાનું ઠરાવે છે. તેથી **યજ્ઞદત્ત** છેવટે જાય છે.

**પ્રવેશ ૫ મો**—રસ્તામાં **યજ્ઞદત્ત સુશીલાને** મળે છે સા-

**રિકા** સખુ ત્યાં આવે છે. તે ત્રણુની વાતચિત્ત, **યજ્ઞદત્ત. લીલાધર** કેદમાં છે તેની પાસે જવા નિકળે છે.

**પ્રવેશ ૬ ઠ્ઠો—માનીતી પટરાણીના** મહેલમાં તે રાણી તથા દાસીની વાતચિત્ત તથા **રાજાનું આવવું મનોરમાને રાજાએ** પુછેલા પ્રશ્ન તેના ઉત્તરની અવળી છાયા **રાણી રાજાના** મનમાં બેસાડે છે. **પટરાણી અને મનોરમા** વચ્ચે **ફુજેતલાલ** અને **યજ્ઞદત્તની** સરખામણીનો વિવાદ.

**પ્રવેશ ૭ મો**—રસ્તામાં દાસીને **ફુજેતલાલ** મળે છે, તે બંને એવું ઠરાવે છે કે રાતે **મનોરમાને** દાસી પોતાને ઘેર તેડી લાવે અને ત્યાં **ફુજેતલાલ મનોરમાને** રીઝવી પોતાને પરણવા હા પડાવવી. **લીલાધરને યજ્ઞદત્ત** છોડાવી લાવ્યા પછી બંન્ને જણુ વાતો કરે છે અને તેમાં **સારિકા** આવી મળે છે. બીજે દિવસે મળવાનો ઠરાવ કરીને **લીલાધર** તથા **યજ્ઞદત્ત** છુટા પડે છે

**પ્રવેશ ૮ મો—ફુજેતલાલ** પોતાને ઘેર **મનોરમાને** વશ કરવાને મંત્ર સાધે છે તથા ટાપટીપ કરે છે તેનું ફારસ.

**પ્રવેશ ૯ મો**—દાસીને ઘેર **મનોરમાને** દાસી તેડી લાવે છે ત્યાં **મનોરમા** અને **ફુજેતલાલ** વચ્ચે બોલાબોલ. **ફુજેતલાલનો** તીરસ્કાર.

**પ્રવેશ ૧૦ મો**—ગરબા જોવા જનારા **લાલાઓનો** રસ્તામાં દેખાવ.

**પ્રવેશ ૧૧ મો**—દરબારમાં ગરબો. **કાળિકાનો ચમત્કાર** અને **પતાઇને** શ્રાપ.

**પ્રવેશ ૧૨ મો**—રસ્તામાં **સેનાપતિને મોગલોના** હલ્લાના અને **શહેર** ઘેરાવાના સમાચાર **જાસુસ** કહે છે **યજ્ઞદત્ત** વગેરે હથિ

મારબંધ થઇ **માતૃભુમિના** બચાવમાં જવા તૈયારી કરે છે.

**પ્રવેશ ૧૩ મો:**—એક બુરજ આગળ **યજ્ઞદત્ત** વગેરે અને **રાજાનો** મેળાપ, અને તે બુરજના મોરચે **યજ્ઞદત્ત લીલાધર નિધાધર** તથા **સુશીલા** અને **યજ્ઞદત્તની મા** અને **યજ્ઞદત્તના વિદ્યાર્થીને** મૂકે છે. **રાજા** પ્રસન્ન થઇ **યજ્ઞદત્તની** સાથે **મનોરમાનું લગ્ન** કરાવે છે. યુધ્ધે ચઢે છે ને મરાય છે. તે ખબર પડતાં શ્રી **અગ્નિવેષનાં** વચન પ્રમાણે પોતાના સાથીઓને લેઇને **યવન** રાજ્ય છોડીને શ્રી સરસ્વતી કિનારે **સિદ્ધપુર** તરફ જવા નિકળે છે.

**પ્રવેશ ૧૪ મો**—વનમાં નિર્ભય સ્થળે આવીને શ્રી સિદ્ધપુર તરફ પ્રવાસ શરૂ કરતાં પહેલાં **શ્રી અગ્નિવેષમુનિ** પ્રકટ થાય છે અને **બ્રાહ્મણો ઇશ્વર સ્તવન** અને સ્વધર્મનું સ્મરણ કરે છે.





॥ ॐ श्रीं ॥

# મનોરમા અથવા કાલીનો કોપ.

## નાટકનાં ગાયનો.

### અંક ૧ લો.

સૂત્રધાર— ૧

શિવરૂપ શાન્તિદાતા,
ભ્રમોનો કરો નાશ ધર્મકેરા ધણી છો હે નરહરિ સુદાતા—શિવરૂપ.
બાળના વિવાહ અનલ સાન્તવન. સન્મતિ જનમન
હિંદીઓને હે નાથ! બ્રહ્મચર્યથી, આર્ય ત્રાતા. શિવરૂપ.

( ગરબો. )

૨

માતા વન વન ફુલ છોડ ફાલ્યા.
કોણ કોણ ફુલડાં વીણે રે
કળિયોની માળ કરી આપને ચઢાવી
કોણ ગાતું સ્વર ઝીણે રે.— માતા.
ફુલ વીણે રઘુનાથજી સીતા લક્ષ્મણ સંગ
હાર ગુંથી ધરી દેવીને, અંતર ધરે ઉમંગ.
નેહે નમાવી સીતા રામચંદ્ર શીશ,
દેવીને સેવી કેરી માગતા આશીશ,

જાનકીજી જાચે સદા સ્વામીજીનું રાજ્ય,
પુત્રને વહુવારૂતણો શોભીતો આ સાજ
રઘુવર સુખકર પુર જનનાં સુખ વાચે રે,
વળી અનુજ તનુજ સા સર્વ સુખિજ થઈ રાચે રે,
એવી લીલા રસીલા અયોધ્યાપતિ તો,
ફરંતા ફરંતા વને વીહરે,
સતી સીતા પુનીતા સુનીતા પતિને નિહાળી નિહાળી
હૃદયમાં ઠરે.
વીર સૌમિત્રી ભાઇને ભોજાઇ સેવી સદા બ્રહ્મચારી
વ્રતે આદ રે.

મનોરમા— ૩

શોભિલો, પુરણ શશિ સમાણો, શોભીલો•
શાન્તિથી, કાન્તિથી, શ્રદ્ધાથી મેધાથી,
સુંદર વિપ્ર દિસે અતિ શાણો. શોભિલો૦
ચંદ્રસુ પ્રકાશે અંગ, મૃગચર્મ સોભે સંગ.
બ્રહ્મચારી તણો સ્વંગ, ધારી શું આવ્યો અનંગ.
મુજ મન નયન વિષે વરતાણો,
શોભિલો, પુરણ શશિ સમાણો, ( ૨ )

સાદિકા— ૪

મોહિની મોહેથી બોલે શું બેભાન
વસ્ત્રોને ન મોહું, ઘરેણું ન જોવું
વિદ્યાથી ગુણેથી ગણો સાચું માન
સંસાર—માં સાર—આચાર વિચાર
તે સારો—જ ધારો વીચારો આ વાર.

મોહિનિ—એક વર્સાનું મનુષ્ય ગણાય
સો વર્સાનું શણગારથી થાય.
સોનાની ડબ્બીનું સોમલ ખાય,
પ્રાણ તતક્ષણ તેહના જાય,
ચીંથરે વીંટાળી સાકર તો રૂપાળા સદા સ્વાદ વાળી,
કહ્યું મારૂં માન—સંસારમાં સાર.

૫

મનોરમા—ગયો ચિત્ત ચોરી, કલેજું રે કોરી,
સારિકા—ઘડીમાં તું ઘેલી બની વાહ
મનોરમા—ગયો ચીત્ત ચોરી
સારિકા—તું ઘેલી ચંબેલી વાઘેલી ઝુમેલી—વાહ
મનોરમા—ગયો ચિત્ત ચોરી.
સારિકા—એણે ના સામુ જોયું.
મનોરમા—દૃઢ વ્રતેથી તેથી મન મોહ્યું.
સારિકા—એની પ્રીતિ વિના વૃથા,
મનોરમા—આર્ય ધર્મ કાજ
વરે છે ગૃહી ગોરી,
ધર્મનો પ્રેમદાસ સારિકા—વાહ વાહ
આર્યનો એ રિવાજ ,, ,,
સુણી લે સખી મોરી—ગયો ચિત્ત.

દેશભક્ત ૬

હે મત કરના જી ગુમાન, મન મેરા મેરાજી
તીન ભુવનમેં કોઉ ટકિયા નાહિ કહાં રૈયત કહાં રાજા,
તાન માન કિસિકા ન ટિકત હે ગયે બડે સુલતાન-મનમેરા

પંડતકું ખંડત કર ડાલે, ખેંચત કાલ કમાન,
ચૌદ ચોકડીના પત રાવન, સો સોયા શમસાન—મનમેરા.
કાળ પારધી જાલ પસારે સબ જગ પંખીમાન,
પખ ફફરાવત મન મદ ધરકે, વૃથા કરત ઘમશાન—મનમેરા
પલપલ જલમેં મછલી ખેલે, ધરે કાલ બગ ધ્યાન,
ચડપ ચંચમે લેવે ચપરી, કાલ અમલ સબ સ્થાન—મનમેરા
દેશળભગત રમણુ કરિ, હરિકે ચરણુ વિષે એક તાન
કલ બલ છલ કરિ હરિજન સો તો દિયે ભગતકો દાન.
મનમેરા.

**અગ્નિવેષ—** ૭

સેવા શુદ્ધ મને કરી અમતશુી સંતોષ આપ્યો ભલો,
અભ્યાસે શુભ વર્તને મન હર્યું શાણા તમે સાંભળો,
વિદ્યાર્થી સકને ભણાવિ વિધિયે સાહાય્ય આપ્યું ઘણું;
માનું એ ગુરૂ દક્ષિણાથી અધિકું હે વિપ્ર! કોટી ગણું.

**દેશળભગત—** ૮

હરિથી વ્હાલા હરિજન, હરિજન, હરિજન રે.
હરિજને મોહ્યાં મારાં મન, મારાં મન, મારાં મન રે. હરિ.
હરિ હૈડામાંથી અળગા જાજો ભલે (૨)
હરિજન હૃદામાં રો' દનો દન, દનો દન, દનો દન રે, હરિથી.
હરિ તો વિસરે જીવને ઘડિ રે ઘડીએ (૨)
હરિજન સમરાવે હરિ ધન્ય ધન્ય, ધન્ય ધન્ય, ધન્ય ધન્ય રે. હરિથી.
હરિજન મળિયા તે મળિયા શામળિયા (૨)
હરિજનના હરદામાં રહ્યાં ભગવન, ભગવન, ભગવન રે. હરિથી.
ભગતના કરતાં ભગતાણી આદકી અલ્યા (૨)

કોટી ભગત જેનુ તો કરે ભજન, કે ભજન, કે ભજન, કે ભજન રે; હરિથી
દેશળ ભગત વધારે છે એમા અલ્યો (૨)
કોટી તીરથ ભગતાણી તેનું તન, તેનું તન. તેનું તન રે, હરિથી.

**દેશળ**— ૯

અમ પંથ જાશું તીરથ કરવા કાજે,

**શવલંગી**—લ્યો થોભોને કયમ કરો ઉતાવળ આજે.

**દેશળ**--શું કરીયે;

**શવલંગી**—નવ ડરિયે. ફરી હીંડો અમારે ધામ;

**દેશળ**—સસરે તમારે શરધા મેલી, કીધો મુજને વિદાય રે.

ભાવ વિના અમ ભગત જનોથી, કહો કઇ પેર રહેવાય-
રે, શું કરિયે,

**શવલંગી**—નવ ડરિયે;

ફરિ હિંડો અમારે ધામ—હઠો નહિ લાજે.

૧૦

**શવલંગી**—લાગ આવ્યો છે આ સારો તાળું મજુસનું તોડું.

**ભગત**—તાળું ના તુટે તો હુંતો કોવાડેથી પેટી ફોડું;

**શવલંગી**—લ્યો આ તાળું તુટયું.

**ભગત**—લાખેથી ઘર લુંટયુ, ભટનું ભાગ્યજ ફુટયું.

**શવલંગી**—સોનાની આ કંઠીઓ.

**ભગત**—લ્યોને આખો કંડીઓ;

**શવલંગી**—કલ્લાં તુશી સાંકળાં.

**ભગત**—કડાં કલ્લીઓ વાંકળાં,

**શવલંગી**—લાગ આવ્યો છે આ.

**ભગત**—આતો ખાધું નહિ ખુટે;

શવલંગી—છો સસરો માથુ કુટે.
ભગત—આવી પહોંચ્યે તો કુટે, સાટકે, ને ઝાટકે,
શવલંગી—ઝટ નાશીએ શીદ ત્રાશીએ, લાગ.

૧૧

પનજી }
ગુમાનબાઇ } ચોરી કરી રાંડ ચાલી ગઇ ઘર મારી અમારૂં.
લીલાધર—ઠીક ઠીક,
ખુશાળ—ગયું ઘરેણું ગઇ ઘરવાળી.
લીલાધર—નારીની સંગે પહેરામણી આલી;
પનજી }
ગુમાનબાઇ } ભગતે માર્યું ઘર સાલે·
લીલાધર—રાખો મન થાળે બલ્યે નહિ ચાલે;
પનજી }
ગુમાનબાઇ } ઘરેણું ઘણું સાલે જે પ્યારૂં. ચોરી કરી.
લીલાધર—ઠીક ઠીક.

મનોરમા— ૧૨

સાચિ સખી મુજ હિતજ કાજે જુગતિ કરિ ખરે.
માત પીતાને મરમ શુચવી સાવધ કીધ અરે,
સખી અમુલ્ય કર્યો ઉપકાર મુજ સખિની પરે.
સારિકા તું સુખ કારિકા માહરિ વચન જે ઉચરે,
વધામણી તણી ફુલની વદન મંગલ ઝડી ઝરે. સાચી.

યજ્ઞદત્ત— ૧૩

મુનીવર હીતકર નીજ શીશુ પર પ્રીતીજ ધરી.
દાનવર જ્ઞાનનું દીધું રે કુમતી સહુ હરી. મુની.

જગની નીતી, પ્રભુની પ્રીતી, સારી નીતી, સઉ પ્રમીતી
કેરી દીક્ષા સદ્‌ગુણ શીક્ષા, સ્નેહે આપી, જડતા કાપી,
નમું ફરી ફરી, ઉપકારો, કેમ વળાય જરી;
બિનતું ભેટ આ ધરી, વીનય વચન ઉચરી દાનવર જ્ઞાનનું. મુની.

અગ્નિવેશ— ૧૪

શ્રેય થાશે રે પુત્ર તુજ સાર.
સારા સારા સુખમય સુ સમય તારારે
થશે ધાર— શ્રેય,
સુધરો જીવન તાહરૂ
સફળ બનો સઉ ઠાર, સારી નારી સત્વ ધારી,
પામશો એ વર, એવિજ આશિષ મારી
ઉચારી, મેં સારી, સુજ્ઞ તું સિધાર— શ્રેય.

ઋષિપત્નિ— ૧૫

સુત શાણા અમારી આશીશે સુખી થૈ પિતાને
ભવને સિધાવો, સુખે તમે પીતાને ભવને સિધાવો
સદ્‌ગુણ ખાણી, સતીજ શાણી પત્ની મળો એવી વાણી
ખરે મને ઉચારી—એ—ખરે મન ઉચારી
સારી થનારી—પિતાને ભવને.
સેવા કરી અમ, તે ફળશે તમ, લ્યો વધાવો સીધાવો
લિયો ગોળ ધાણા વાલા.

યજ્ઞદત્ત— ૧૬

બંધુઓ પ્રાણ રૂપ છો, મારા પ્રેમિલા ભાઇ
સુખથી રે'જો શ્રીગુરૂ પાય પદમાં,
સદા ગુરૂ શ્રુતિ સેવજો, મારા પાવન બંધુ;

વસંતો ફેરાં તમે દેવજો.
કો વાર, મુને, ફરી યાદ આપના સુહૃદ્ સદ્મમાં,
ઘરમાં પણ ક્ષણુ ક્ષણુ મને જરૂર આવશો યાદ,
એવો મળિયો મુજને તમ સંગતિમાં સ્વાદ          બંધુ

શિષ્યો— ૧૭

શાન્તિ પુષ્ટિ સદા તમે પામો
સુખમાં રિદ્ધિ સિદ્ધિ શ્રી જામો,          શાન્તિ.
શુહિવર ઠરજો, જનહિત કરજો પ્રિતિ સ્મરજો, ક્ષિતિ
વરજો, પ્રભુ કૃપાથી દુખ સઉ વામો          શાન્તિ.
પ્રિય ભણિયા જે, ભણાવવા તે દ્વિજ સુતને
ધરિ સ્વમને કરો કરો શુભ કામો          શાન્તિ.

૧૮

શવલંગી—મોહિ મોહિ રાગે હું તારે રસીલા.
આંટાવાળિ પાઘે છકી હું છબીલા,
દેશળ—મુજ આંખ તું, મારી પાંખ તું,
શવલંગી—વર ઘર સર્વે ભૂલી દેશલ! હું દેખી ફુલી,
દેશળ—રતી તમે રંગીલાં, મટયો દીલ દાહ,
શવલંગી—મોહિ મોહિ રાગે હું તારે રસીલા.

૧૯

ગોલી—પ્રેમ ભર્યો આ છે પ્રીતમ પ્યાલોજી! ઘુંટ ભરો મનમાંહિ ગમે
ફૂજેત—પ્યારી તમારૂં ગણી અધરામૃત આ મુખમાંહિ દિધોજ અમે
ગોલી—છેલ બનો મદમસ્ત મધુથી, વ્હાલી હશે કોઇ આપને હુંથી
ફૂજેત—વીસગણી વાલી તું છે વધુથી,
ગોલી—..........................................પ્રેમ ભર્યો

**ફુજેત**—એ તમને સમ સુંદરી મારા
**ગાલી**—પીને દીયો મને પ્રીતમ પ્યારા
**ફુજેત**—આ તારી નોખ
**ગાલી**—માણીને શોખ.
**ગાલી**—ચલો પલંગપર આણીને ઉછાહ          પ્રેમ ભર્યો.
**પ્રતાડ**— ૨૦

સાચાં મારાં ભાગ્ય ઉઘડીયાં મુનીવર મુજ ઘર આવ્યા રે
મારા પુણ્યતણા બહુ મેઘજ ચરણ ધરી વરસાવ્યા રે.
મુનિવર અતી છો કરૂણાળુ, આપો આજ્ઞા તે હું પાળું રે,
પત્તરાનું ફુલહાર ગળામાં, પ્રેમથી પાય પખાળું રે.
પધારો રે પ્રભુ મારા રે.          મુનીવર.

**અગિ.વેષ**— ૨૧

રાજન્ સ્વસ્તી હજો તુને નીત્ય, દ્વીજની ભક્તિપર તુજ પ્રીત. રાજન્.
રાજન્ કાંઇક કહેવા સત્ય, આવ્યા કેરી પડીજ અગત્ય:          રાજન્
તમ સમ નરપતીનું હીત કરવું, સતોષ ધરીને વનમાં રહેવું.
અમ મુનીજન કેરૂં વ્રત એવું, જેથી રીઝે જગરાય,          રાજન્.
અમ સુખની અમને નહી ચીન્તા, પ્રભુ ભજી હરિએ નીત્યની ચીંતા;
દીલમાં કદી નવ ધરીએ દીનતા,
જગહિત જેથી સધાય,          રાજન્.

**અગ્નિવેષ**— ૨૨

વિપ્રતણી સત્તા અમ ઉપર, ક્ષત્રિય વિપ્રપ્રતિ સુચવે શું?
શિષ્ય અવર વર્ણો જગ અંદર, શિક્ષક દ્વિજવરને સમજુ હું,
નૃપમાં નૃપ દ્વિજ મણિ છે જેઓ, તેઓપર સત્તા કયમ દાખું. વિપ્રતણી.

અગ્નિવેષ— ૨૩

આદિ મહારાજ મનુ સ્મૃતિ રચી કૃપાથી.
બ્રાહ્મણાદિ વર્ણ ધર્મ દાખિયા દયાથી,
ધર્મતણા મૂળ વિપ્ર ક્ષત્રિ ઉભય દાખ્યા.
સત્વમૂર્તિ વિપ્ર ક્રિયા મૂર્તિ ક્ષત્રિ રાખ્યા;
વર્ણ અને આશ્રમોતણા સુધર્મ સ્થાપે,
પ્રવૃત્તિ પ્રધાન શામવીર અભય આપે.
નિવૃત્તિ પ્રધાન વિપ્ર કેમ જોશ આણે;
પ્રવૃત્તિનું શકટ ક્ષત્રિ ધોરી તેજ તાણે;

અગ્નિવેષ— ૨૪

તુ ચેત ચેત નૃપ શિખ માની.
તારી સકલ પ્રજા રહે સ્વધર્મ: તું ચેત.
ત્યમ સૌ કરવું તરત છાંડી તારૂં, ખોટું ખોટું
નરગપણું રાય તારી.
નહી તો સુરવર મુની રાજ્ય તારૂં,
છાંડી જાશે અવર સ્થળ માંય. તારી.

કંચનીઓ— રાગ

પુરા સુખ મહીં ભુપાલક રાજો તખ્તે છાજો;
ગાજો સતકીર્ત્તીને શત્રુ સર્વે લય ભય પામો—પુરા.
સુખ વસાવો, દુઃખ નસાવો, લોક વખાણે સનાને,
સુરવર નરવર દીનકર જોતી,
સરખી, સુરખી, નીરખી, પરખી, હરખી
દીનના, જનના, ગણના, તનના મનના,
ઓરતા પુરતા— પુરા.



## અંક ૨ જો.



ફજેતલાલ— ૧

કાણુ આપણુને પુછનાર યાર નાત બ્રાહ્મણુ કેરી (૨)
તું તો નાતકેરો શેઠ, હું દરબારી જોશી ઠેઠ.
આખુ જગ આપણુથી હેઠ, બોલે તેને શિર દઉ વેઠ
કોણુ આપણુને પુછનાર.
નોકર રાજ્યતણા કે'વાય, તેથું પ્યાલે દોસ્તી થાય
આપણુથી જે અવળો જાય, તે તો ક્ષણુમાં ખત્તા ખાય
કાણુ આપણુને.

ફજેતલાલ— ૨

થાવું ન જોશી સહેલ, રાજતણા જોશી ના થાવું સહેલ.
જાુઠું મિલાવી જોશ બતાવી, જોશ બતાવીજી.
ધન્ય મકરથી, છગ ચક્કરથી દેખાડી લાભ ગણી ચઢાવીને
આભ, દશા જણાવિ મહા દશા ગણાવી ફ્રદે ફસાવીજી.
જપના, તપના, ગપના, ગોળે નિશાન, થાવું ન જોશી સહેલ

યજ્ઞદત્ત — ૩

દ્વિજરાજે વગર બ્રહ્મચર્યે ખોયું (૨)
ખોયું સર્વે પાછુ ન વળિ જોયું.
સૌ વિનાશનું બીજ બોયું.
વિધાફલ બલ ધોયું.
સ્વાર્થે સડીયા, ડગી સ્વધર્મે,
અતી થઇ બહુ બુરી. દ્વીજરાજે૦

પન્નાલાલ— ૪

ઠીક થયું ન કરી આશા તમો પર હે વિપ્ર દેવા,
ગુણુ કે દુરગુણ ના જોવા રે બ્રાહ્મણ પુજ્ય સદાયે
વીશ્વ ગુરૂ છે કોણ સુધા રે, સહુ શીર શ્રેષ્ઠ વદાયે.

ચતુરદત્ત— ૫

વિપ્ર બગડતાં તો વિશ્વ બગડી જશે,
વિશ્વ બગડી જશે (૨) વિપ્ર૦
નહી બ્રહ્મચારી. નહી શ્રુતી ધારી
વિભવ વિવાહઘેલો દેશ દુખી થશે વિપ્ર૦
નહી ચીત શોધે નહી મતી બોધે
વિચાર આચાર હીણા, ભુંડી ભીખ માગશે, વિપ્ર૦

લીલાધર— ૬

સુતા સુખ પામે તે મારે કરવુંજ આજે
સગા સંબંધી ભલે ભાવે તે કે' કોઇ
મનમાં મારે પુત્રીનું રૂડુ જોવાનું છાજે સુતા૦
મોટાં કુલ ધનવાળા કુટીલ જોઇ
જનમાં મારે અંધ બની નારે તણાવું લાજે સુતા૦

કુંજલ— ૭

ઝુંટ બડા જોરે બેટા તું ભંગને. (૨)
તંગ હોય જો દમડે કોઈ, નાહિ શકે નહિ ગંગ.
માગી ભાંગ, પિયે ચિન્તા હરે ધનપતિ સમો ઊમંગ;
બરોબર રગડો બચ્ચા, ભાંગ બરોબર રગડો બચ્ચા.
ભાંગ પિયે તે ભવનીમાંહી તરત રૂદ્ર થઈ જાય;
અનેક બ્રાહ્મણોકેરી ગેંડે, મોદક આગણીત ખાય,

બરોબર રગડો બચ્યા! ભાંગ બરોબર રગડો બચ્યા;

લીલાધર— ૮

લાડુના આપજ લોભી, ખડકો, છે મોટાં પેટ.
આ છે દરબારી જોશી, આ ચોરાશીના શેઠ,
જપનું નામ, ગપનું કામ, ઠગિ ઠગિ દામ.
કપટ તમામ, મનમુખ શામ ખલપણુ ધામ;
શઠતામાં ગણે આરામ,
શાસ્ત્ર નહી સાન નહી ધંદ ધાલકા રાજઅન્ન આમ
ઠિચી કયમ થશે ગતી, ચીતમાં ન કદી ગણ્યો મહેશની ભીંતી
દેહ દેશની નઠારી આણુશો સ્થીતી લાડુના

મનોરમા— ૯

પ્રિતિ ધરી ખરી ધેનુ પૂજું,
પામી પ્રિયતમ પતિ સુખ થાયે,
અડચણુ જાયે વિધન વિલાયે,
વિભવ પામિયે ઉમંગ સંગે પ્રિતી ધાર.
સુગુણવિષે મતિ ગતિ રતિ જામે,
તન મનના મળ સઉ વામે;
સંતતિ સંપતિ કર ગૌ આમે,
મમ રતિ રહોજ ભક્તિ સુરંગે પ્રિતી ધરિ.

મનોરમા— ૧૦

અવર વર એવો રે નથી કોઇ એના જેવો રે અવર વર.
રૂપ રૂડેરૂં મૂખ ભલેરૂં. જ્ઞાન ભરેલું અનતર ડેરૂં.
પ્રેમ વળી શિખર સમો શોભે કેવો રે. અવર વર.
મુનીકુળ હીરો ધર્મ ધામ છે, મુજ મનહર વર નર લાલમ છે

પૂર્વ પૂણ્યથી પામી મધુરો મેવો રે. અવર વર.

સારિકા— ૧૧

જઈ શું બતાવીશ મુખ હું સખી રે અરે હાય રે હાય,
દગો સજી રે, ગઈ તજી રે, વદો હજી રે, જઈ શું.
સહીયર શીદ અહીં મુજ સહ આવી.
મારીકને શું કહું મુખથી રે,
વિલખું તલસિ સખી હુ દુઃખથી રે; જઈ શું.
બેલડીયે બાઝી રાજી થઇ પુજ્યે ગઇ.
ઉઠ ઉઠ સખી હસી તું સૂખથી રે; જઈ શું.

૧૨

**મનોરમા**—શીદ ગઈ તુ શોચે સાણી,
**સારિકા**—રે, સાહ્ય થયા શુલપાણી;
**મનોરમા**—થા ખુશી;
**સારિકા**—મને કેવું ઉતરિયું પાણી,
**મનોરમા**—દુખ આપે સુખ આણી
**સારિકા**—શું હસી.
**મનોરમા**—પ્રીય મલ્યા, સકળ ભય ટલ્યા, નજર જર રલ્યા;
મુલાકત માણિ હૃદય પ્રીતી આણી હુંતો હરખાણી.
**સારિકા**—ગઇ ખસી
ડાગળી તારિ સખી ગઇ ખસી નવ તું લવ હસી;
થઇજ હાની રહ્યુ મન જાણિ તુંતો મલકાણી
શું હશી શીદ ગઇ૦

**સુશીલા**— ૧૩

અતિશય ચપલ જંપતિ લક્ષ્મિ ગણાતી

અનેકભવ વલ્લભ નથી સાચો,
વિદ્યા વિત્તથી શુભ ગણી સાંચો
સુઘડ પતીત જમદથી ઠરી છાતી          અતીશય૦
ચિત્ર સદા વિદ્યા મહી રાચે,
નીધી તનયા નીરખી નવ નાચે
દ્વીજકુળ નીતી રીતી વિમળ મનાતી          અતીશય૦
ધરી સંતોષ જગત્ હીત કાજે
પણ ભીખ શીખી જાતી પતીત જણાતી અતીશય૦

ગુમાન—          ૧૪

તેં ડુબાવિ આબરૂ કુલની મુરખા બાપ તણી આવાર.
**પનજી**—જાજા નિચ ફટ ફટ તુજ અવતાર
**લીલાધર**—તમે ઉચાં અમે નીચાં લાખવાર
**પનજી**—જાજા નિચ ફટફટ તુજ અવતાર
કુળના મુળમાં ધુળ થઇ થઇ
**ગુમાન**—...     ...     ...     ...     ...તે ડુબાવિ૦
**લીલાધર**—માફ કરોને રે મગજ ન પકાવો મારૂં
**ગુમાન**—બળ્યુ મોઢું ખોયું અલ્યા નાક, બાપનું નામબોલનારો૦
**સુશીલા**—બાપનું બોળ્યુ રે ડુબાવો દેશ હવે તો.
**ગુમાન**—કુણ બોલનારિ તુંતે રાંડ દક્ષિ ડામ લાવી તવેતો
**લીલાધર**—મર જાતું છેડો મેલ બ્હેનડી રે તમથી હું થાક્યો;
અમ દેશ બાપો ડુબાવવારે તમે શેઠિયા પાક્યા,
**ગુમાન**—તને મારી માયે શીદ જાયો,

**લીલાધર**—સોમલ બાટી કાં ન આપો,
**સુશીલા**—જોયો આજ તમારો પાયો.
**લીલાધર**—ધિક ધિક ધિક
**પનજી**—ઠિક ઠિક ઠિક
**ગુમાન**—ફ્ટ ફ્ટ ફ્ટ—ફ—ટ
**લીલાધર**—જા જા જા—જા—રે—ડ—મર.

**સર્વ શિષ્યો**— ૧૫

ગુરૂવર, સુખકર તિમિર હરનાર
છો સાર; હો... ... ...વિદ્યાગાર.
શ્રીકાર આધાર
ધી આપી ભી કાપી શ્રી સ્થાપી અણુ માપી; ગુરૂવર.
છોજી પર ઉપકારી, ધર્મામૃત વિસ્તારી; છો અવતારી
શરણુ નિત્ય રાખી; વર શ્રેયકારિ ભાખી:
બિરૂદ પાળિ દ્યો... ... ...
કળિ મળજ નિવારી. ગુરૂવર સુખકાર

**લીલાધર**— ૧૬

નથિ દિધિ પુત્રી મુજ વચનેથી
હજિ લગિ કંઇ પણ કહું તેથી;
રૂપ ગુણ શીળવાળો શોધિ ધન આપું
વૃથા કુલ ધન તણો ગદ હું ઉથાપું
નિજ નીતિ પાલે દ્વિજ જન જેથી નથિ દીધી.
લાડુને લડાઇ વિષે મચ્યા રહે ભટ્ટો
શાસ્ત્રને સદાચાર શું દ્વેષ ધરિ ભટ્ટો
તેને સુતા નહી દઉં મરવેથી નથિ દીધી.

મનોરમા— ૧૭

ભાગ્ય ખુલ્યું મુજ આજ ભલેરૂં ઉગ્યો આનંદકેરો ચંદ છે.
રૂડું થશે મુજ તાતજી કેરૂં; ઉગ્યો આનંદકેરો ચંદ છે
અંતર જાણી અનુપ દીધો પિયુ
કમેં હું વાળી શકું ઉપકાર, ઉગ્યો આ આનંદકેરો ચંદ છે.

મનોરમા— ૧૮

વ્હાલી ધાર્યું હું તુને
સખી તું સાચ્ચી સહી, (૨)
મુજને હું છું તેથી એ પ્રીય તુજને. વ્હાલી.
સુખ મુજ જે, સુખનુ જ તે, કહું મુજ એ, સુખ દેછ તુને વ્હાલી.
મારા સુખે સુખી થઈ,
ભુલી જઇ તારૂં દુખે પરમ,
પલ પલ તું ગારૂ ભલું ચાહી,
ખુશિ. વધાઇ વધાઇ ગણે આપને, વ્હાલી;

સારિકા— ૧૯

વ્હાલી પ્રીતમ કર ગ્રહિ લેશે લગ્ન સમય જ્યા રે
લગન સમય જ્યા રે સહિયર લગન સમય જ્યા રે.
તનમાં મનમાં, રસીક મનમાં, સખિ સખિજનમાં વ્યંગ વચનમાં
અનુપમ રસ રેલાશે રે પતિ હસ્ત મિલાપ થતે, વ્હાલી.

પ્રભાત— ૨૦

પ્રેમ પ્રેમ દેખું છું નેનો તમારાં,
ના બોલો તોપે પ્યારિ મારા

મનોરમા.—છોજી સલુણાનાથ ભાવના પરખિયા.
આપને નિરખી મારાં હેડાં હરખિયાં.

**યજ્ઞદત્ત**—પ્યારી મારી દૃષ્ટિ તારી અંતર ઠારી, ભાવે ભારે

**મનોરમા**—ઉમંગે થઈછું અંગના

**યજ્ઞદત્ત**—ના બોલો તેગે;

**યજ્ઞદત્ત**—ધન્ય ધન્ય મુજ સુભાગ્ય, ધન્ય ભાગ, તું મળી;
ફળિયા મનોરથ મારા; ના બોલો

**મનોરમા**—નાથ પામી, જોડી જામી;

**યજ્ઞદત્ત**—જન્મ મારો સુધાર્યોજ

**મનોરમા**—થઇ સુખી

**યજ્ઞદત્ત**—હવે કયારે આપણે,

**મનોરમા**—કાલે બેશી માંહરે.

**યજ્ઞદત્ત**—પૂરો લ્હાવો લેઇશું

**મનોરમા**—સુખ કંસાર દેઇશું;

**યજ્ઞદત્ત**—ઇચ્છું છું,

**મનોરમા**—મલ્યા પ્રેમી પતી. ભવ તરવા,
વ્હાલા હું તલસુ છું વરવા

**યજ્ઞદત્ત**—કેમ.

**અણમાનીતી રાણી**— ૨૧

ભવ ભય હરણી કાલિકા;
ત્રિનયન તરણી કાલિકા.
મહાકાલ ગૃહિણી જગહંત્રી પ્રલય સમય સંગીત સુતંત્રી,
કૃષ્ણા, તૃષ્ણા, અભયા, વિજ્યા, ચંડી કાલીકા. ભવ
સુર ભય શમનિ અસુરગણ દમની, ત્રિભુવન દહન;

વિશ્વમાં સંયમની, યોગીની, ભોગિની, શિક્ષા, દિક્ષા, ઉગ્રા કાલિકા જય.
કુંડમાલિની નરશિર હરતા, ખડ્ગ, શુલિની વીર પ્રશસ્તા
અકલા, સકલા, સરલા, તરલા, ભદ્રા કાલિકા; જય જય.

**ઝપુઝાનીતી—** ૨૨

ચંડી ચંડી જય જય કૃતિ ધૃતી,
ભીમા ભીમા પ્રલય કરણુ મૂર્તિ;
કાપોને, પાપોને, તાપોને. શાપોને.
ક્ષત્રીની, પુત્રીની, રીતીને સ્થાપોને;
દિલ લેશ જાય નવ ડરી,
તવ પાયમાંય રહું ઠરી;
પામી પાર ભવજલ વેગથી.
જનનિ તુજ પદ પદ્મે છે રતિ. ચંડી! ચંડી!

**રવિ—** ૨૩

અમર યશથી દીકરી, ઉજલિ વિજલિ ઉચલિ ગણાશે.
જુગો જુગ ગીત ગવાશે, પતી સહ સ્વર્ગમાં જાશે;
ખરેખર નામ થાશે, અજર અમર કીર્તિ બણાશે. અમર૦

## અંક ૩ જો.



**કુંચનીઓ—** ૧

નૃપ અમલ અચલ નિતિ સારી ( ૨ )
સારિ નિતિ રિતી કૃતિ શૌર્ય ધૃતિ તમારી
સમરમાંહિ આગળા નિડર અરિ મારી

જશ વિમળા ગાય કવિજન સુકૃતિઃ
સ્વદેશ વિદેશ; એશ તમ કિરતી, નરેશ્વરા ભૂપાળ ચંદ્ર મસ્તકે
મુકુટ સમ સતત સબળ દ્યુતિ ધારી મરિ મરિ અરિ અરિ
અરિ કરિ. ક્ષય ભય સકળ લહે, પ્રજા સકળ લિયે નવ
નિધિ સુખને, જર ધર પુરમાં તજી સહુ દુઃખને,
ન કો જનો પ્રજામહિ મરે ભુખે સઘેર સુખ
વિભવલ હરિ વિસ્તારી;

સુશીલા— ૨

હૃદય કંપાય સ્હાય કોણ રે કરે મને,
જીવતિ હોઉને શું જોઉં જાતિ અરરર તુજને

મનોરમા—કળ બળ કરિને મારા સસાર. કરશે મદદ શમવવા તધરા
તનય તેનાજ નક્કી બ્હાર આપિ તમને

સુશીલા—હૃદય કંપાય સ્હાય કોણ રે કરે મને
તાત તહારા પણ નથિ આજે,
સગાં વેર લે છે બહુ દાઝે,
પભુજી કેમ સાંખિ રહો કષ્ટ આમ અમને હૃદય.

મનોરમા— ૩

પતિ કરિને વેગે બ્હાર, અબળાને આપની;
હોળી પરીતાપની મનમાં તો છે બની.
નથિ કોઇ મારૂં આ છે ધણી નવ આપ જો થાઓ;
શી ગતિ અબળાતણી, વિનતી આ હયો સુણી;

૪

મનોરમા—જવાની નક્કી નાથ મારી પ્યારા રહે કેમ ધીર!
પરાક્રત—પિયા હું સાથે આવું તારી વ્હાલી! અરે થાતું સ્થિર;

મનોરમા—કબજે નાંખે, ઝટપટ હાથે, રોકી રાખે પ્રિયતમ
પાપી પાડીશ મુજ શરીર
અધર્મનિ ઇજ્જત નહિ, છળથી લે મુજ લાજ
પ્રાણ જશે પણ અપરને હું ન વરૂ ધીરતાજ.
પ્રજાહિત—જાન હારી, વ્હાલી મારી, પ્રાણ પ્યારી સાથે તારી છુ;
સત્વર, તું નવ ડર હિંમત ધર છે નરવર દ્વિજ હિતકર;
લે ચિત્ત પર શાણી તજ કલેશ—
મનોરમા—જવાની;
મનોરમા— ૫
રાય પીતા મારા છો આપ. આપ દીઓ ના મુને દયાળુ ઉતાપ
દીન ઉપર સિતમ કેમ સિતમ સિતમ. રાય૦
વિપ્ર પુત્રિ પર કેવે દોષે આણિુ અહિંયાં દો પરિતાપ રાય૦
જગ જનમાં રિત ખુલ્લી એવી પુત્ર પુત્રી ઝંખે માબાપ રાય૦
કરો વિખુટા અમને શાને કીધુ શું અમે તે નરવર પાપ રાય૦

મનોરમા— ૬
ખરો એ મુજ મનનો હરનાર. રે નર બીજો મન નવ વ્હાયે;
સત્યજ બોલુ ઉચ્ચાર, રાય મુજ મનનો હરનાર ખરો એ૦
તમ આગળ કો રિપુએ અવગું, કરવા ચહિ પોતાનુ સવળું;
કહી અસત્ય મમ જીવ ખાય ખરો એ૦
ધર્મી રાજાજી પાપીને ઉચીત સબળ સાશન આપીને નૃપતિ;
કરો શુભ ન્યાય ખરો એ૦
મનોરમા— ૭
જાણું છું જાણું છું મુજ પ્યારી, હાલ થશે રે મારા;
કોઇ પાપી કપટે જો મારી લજ્જાને લેતો રે;

**યજ્ઞદત્ત**—ચિન્તા છોડી કરમાં વ્હાલી નૃપ સહુના મણિવાલી
**મનોરમા**—કહી સામે મદદે મારી કુણુ ત્યાં અબળા કુમારી
નૃપના જાણે તેમ કુચારી દમશે નારીને
**યજ્ઞદત્ત**—સતિવ્રત તારૂં, શ્રુતિવ્રત મારૂં સબળ સકળ રક્ષણુ કરનારૂં
**મનોરમા**—જાઉછું;

૮

**પુરોહિત**—વિપ્ર થયો શું તું મોટા મોટા મોટા વદતાં લાજ
**યજ્ઞદત્ત**—ધર્મમાં કર્મમાં શર્મમાં છો ઠગો.
**પુરોહિત**—વિપ્ર.
**યજ્ઞદત્ત**—શાસ્ત્ર વિધાનનિ વાત નહીં ને ગ્યાનવિષે ધરિ લાભથી પુળો
વિત્તથિ ચિત્ત ચળાવી; બન્યા ઠગ નારિ ચહી તજી ધર્મ સમુળો
કુળવિશે ધરિ ધુળ કુચાલથિ વિપ્ર અમે કહી ફોકટ ફુલો.
**પુરોહિત**—જોયો મોટા આયો ભટ્ટો હઠ હઠ હઠ
**યજ્ઞદત્ત**—ખોટી આંખો પક્ષે પુરે શઠ શઠ શઠ
કાપી શાસ્ત્રોતણા મુળો;
**પુરોહિત**—વિપ્ર થયો.

૯

**સુશીલા**—બાળક એહ છે પુત્રી અમારી, ભોગે સંજોગે
નીતિથી પ્રીતિથી કાં ગાભરિ બોલે કઇ અન્ય બીચારી,
**યજ્ઞદત્ત**—ના મન શોચ લગાર; કરો તમે આવાર
જેવાં તમે માત તાત સુતા તેવી છે સુજાત
આશે કાંતો ત્રાસે કદી નહિ ડરનારી:
**સુશીલા**—બાળક.

સારિકા— ૧૦

કશી પ્રયત્નમાં ન ખામી રાખશો લગારે ( ૨ )
રાખશો લગારે ખામી યત્નમાં રે કશી૦

યજ્ઞદત્ત—પ્રભુ કરૂણાથી સઉ શુભ થાશે (૨)
વિશ્વપતી, છે વહારે.

સારિકા—કશી પ્રયત્નમાં,
પડિયા પહેરે પણે છે મુજ માસા,
માશી બિચારી અબળા રે કશી

યજ્ઞદત્ત—ચિન્તા ,ન ધરશો સમરજો હરીને,

સારિકા—પેલી રડે દરબારે કશી

૧૧

મનોરમા—એક એક એક પ્રિતમ છે વર્યો મમ અવર હું વર નયન
વચને મનથી ના ચહુ નેક

રાણી—રાજ જોશિ સુજાણ કેવો, અન્ય બિક્ષુક વિપ્ર, એ

મનોરમા—જોશિ કાગ સમાન, મમ પ્રીય હંસ પ્રમાણ

રાણી—હજી બાળ તુંજ અજાણ,

મનોરમા—એક એક એક.

રાણી વિત્ત છે જગ ચિત્ત હર્તા, ને વળી આધકાર એ,

મનોરમા—જ્ઞાન ગુણ સુવિત્ત, નહિ અન્ય વિત્ત પચિત્ત,

રાણી—નભાતું એ નહિ નિત્ય,

મનોરમા—એક એક

ફુંજેતા— ૧૨

રંગ રંગ કેવો રસીઓ છબીલો બન્યો છું, બન્યો છું, ઠન્યો છું,
કેશ બેશ તેલે ફુલેલે બન્યો છું, બન્યો છું, બન્યો છું, ઠન્યો છું,
બામા રિઝાવાની વિધા ભણ્યો છું,

ઓરીની ચોરીના સંધે ગુણ્યો છું,
લીલાને કપટે પુણ્યો છું ચાતુર્યમાં હું ચણ્યો છું,
ધાટમાં ઘણો છું, કળાતણો કણો છું, રંગ રંગ.

**સારિકા—** ૧૩

રૂવે છે વળિ વાટજ નિત્ય જુવે (૨) મુઝાઈ મુઝાઈ મને રેતી રડી આશી
મમ, સત્વર જઈએ હવે ( વગર ઢીલ ) (૨ ) રૂવે છે.
હતિ સખિ મુજ, જવ સુખિ થતિ કંઈ તવ, તે દરબાર જવે,
( એકલડી ) (૨) રૂવે છે,
શત્રુ તો હસે છે ઉર, સગાં તો ખસે છે દુર, તે લહિ નયને દ્રવે,
( હૃદય બળી ) (૨) રૂવે છે,
માટે ચાલો ઘેર જઈ, રોતાંને દિલાસો દઈ લાગી જવું યત્ને નવે
( સુતાને માટે ) (૨) રૂવે છે.

૧૪

**કુંજેતા—** જો જોરે કાલિ ઘેલિ મન મેલિ રે જો,
**મનોરમા—** રો રો રે અભાગિ કાગ સરખા કુછંદિ બદફૂલી તું રો.
**કુંજેતા—** ભીખારીની દીકરી તું ભીખારીને ખાય.
**મનોરમા—** આ લખણે કરી, નાર શઠરી વરી,
**કુંજેતા—** જા જો ધાવ ધરી હેતાનો સજા, જો જો રે કાલિ
**મનોરમા—** રો રોરે અભાગિ.

૧૫

**રતિયો—** કરમાં છે સોટિ ને સિગોરી મુખ માંય છે,
ફિર વાંકો ફેંટો ફેંટો ગાયજમો ગાય છે,
જૂતી જકડેલી ચમ ચમ ચમ થાય છે, ગણિકાને ગરબે.
**બધા—** ..................વાન...ગાન?...તાન, કરમાં.
**રતિયો—** બીડાં દિવાસળી નેવા ખિસાગાં છે દામ;

મિઠાઇ ઉડાવી ખાશું પાન ધારી હામ.

ઓઢીયે ચાઢીયે આજ નથિ રાખવી લુગામ, ફરવા ને ચરવા

**અથવા**—..........................ધ્યાન ખાન પાન કરમાં છે.

૧૬

**અણુમાનીતી**—હું તો તમ દાસી, મારા સ્વામી ( ૨ )

ધરૂં છું હું તમ ધ્યાન,

શાને ધારૂં મન ગાન, હું તો.

તે સર કમળો ખીલશે, જ્યાં રવિ ઉગે રોજ,

તે પલ્લવ ખિલિ પોયણી જ્યાં મયંકની મોજ,

ક્યાંથી પતિ પાય પુજું ભાગ્ય વિષે ના લખેલું, દેવી પુજીને રહું (૨)

દેવી સેવી, માગી લેવી, આશિશ એવી, (૨) સ્વામી કૃપા શકું પામી હું.

૧૭

## ( ગરબો. )

ગાઇયે શુભ્રિયલ ગરબો આજ રે, જયશ્રી જગદંબિકા રે લોલ.

સેવકજનની રાખો લાજ રે; જયશ્રી જગદંબિકા રે લોલ.

ત્રિગુણમયી તું ત્રિભુવન માત રે; જયશ્રી.

દુર્ગા દુઃખહરણી સાક્ષાત રે; જયશ્રી.

લક્ષ્મી તું લાભરૂપ વેદવાણિ બાલિકા,

દૈત્યો વિદારનાર ઉગ્ર દેવિ કાલિકા.

શ્રદ્ધા તું મેધા તું શક્તિ વિશાલિકા.

ક્ષુધા તું તૃષ્ણા તું તૃપ્તિ વિશ્વપાલિકા,

કંઠ રત્ન માલિકા; અક્ષર પ્રમાલિકા

દૈત્યનાશ નાલિકા. યજ્ઞની પ્રણાલિકા; ગાઇયે.

જયતુ હંસવાળી, વિજયતુ દેવે કાળી

જય તું સિદ્ધવાળી પહાડી પથ વાળી;
સદૈવ ભીતિ ટાળી; સદા લિયો સંભાળી;
કૃપા કરો કૃપાળી કૃપા કટાક્ષે ભાળી— આશ્રયે.

૧૮

**દેવી**—મને ઓળખ તું રાય, શિવે મને મોહિ ચ્હાય.
**પતાઇ**—ખરે તુજમાં આ મુજ મન ઠરી જાય,
કોટિક સુરજ ચંદ્ર હરાવે, વિજળિ ઉડુગણ જ્યોતિ હઠાવે.
કોટિ મદન વધુ અંગ થકિ રંગ અધિકો.
**દેવી**— ............................................મને.
તુજ વચનો ગણિ સ્તવન ખુશી છું.
વર ચહિ માગ માગ ઉર ઇચ્છું.
**પતાઇ**—જાગ્યો હૃદય અનંગ;
**અણુમાનીતી**— ................................મતિ શુદ્ધ ધરીયે.
**દેવી**— ............................................મને.
સુખ ભાળી વહુ કહે માતાને, તોપણ દુઃખ ન જરી જનિતાને,
માનું સ્તવન તું બોલ, સદ્ વર ફરિયે મને;
**પતાઇ**—મહેલ પધારી સુરંગ રમાડો.
**દેવી**—ફરી કહું માગ ન થા સુત આડો.
**પતાઇ**—રમાડ ઝટપટ રંગ;
**દેવી**— ..............................................જડ મુગ્ધ ટળજે.
મહાકાલની પતિવ્રતા છું, કરતા ધરતા સંહર્તા છું.
રણયશ તનુ ભંગ... ... ... ...લેઇ સ્વરગે જા. મને.
**રાજા**— ૧૯
સાચી સતી તું અંતકાળ તણી સાથિ છે.
અંતરે દિલાસો મને ખાસ તાહરાથી છે;
**અણુમાનીતી**—આપ ધીર વીર શૂર ક્ષત્રિ રત્ન છોરે;

રચ્યું સ્વર્ગ કીર્તી તો શાસ્ત્રના મતથી છે.

**રાજા**—ભૂલથી મરેલને ક્ષણીક લોક આ છે.

પરલોકે શુદ્ધ સુખ કાલિકા કૃપાથી છે,

**અનુમાનીતી**—ઇહપર સઉ ઠામ સ્વામ આપ માહરા છો.

ઇષ્ટ અવર કોઇ ન નાથ આપનાથી છે;

**રાજા**—સાચી સતી છું,

**યજ્ઞદત્ત**— ૨૦

ચાલો શત્રુઓની સામે માતૃભૂમીને બચાવે;

કૃપાચાર્ય દ્રોણાચાર્ય, જો આચાર લો આ વાર.

છે ટેકજ રાજાનો પ્રજા કેરે શિર લાવે. ચાલો.

પ્રજા શિરે ક્ષત્રિરાજ, તેને શિરે દ્વિજ રાજ,

ધરે તે ન દેશદાઝ તો બીજી પ્રજા શું ફાવે; ચાલો.

૨૧

**સર્વ**— વંદિ પદાંબુજ આપતણાં પ્રશ્ન એજ યાચિયે.

વર્ણ ધર્મ આશ્રમે સદેવ રાચિયે;

શાસ્ત્રનું બળ મળો ભય ટળો સર્વ આર્યમાં.

વિપ્ર સન્મતિ રળો શ્રુતિ ફળો વિજ્યકાર્યમાં.

વિપ્રમાં સઉ વર્ણ છે સ્વદેશ વિપ્ર દોરનાર

તે ગ્રહો સ્વધર્મ મર્મ તોજ સિધ્ધિ છે થનાર,

સુ બ્રહ્મચર્ય સ્થાપનાર; દાખલો બતાવનાર;

શોધિ અને બોધિ શાસ્ત્ર; મર્મ સર્વ દાખનાર;

દ્વિજ વધો અપાર વંદિ.

